# બજરંગી હનુમાન

[બાલવાર્તા]

કીમત: ૦-૩-૦

જે. છ. ચૌધરી

# બજરંગી હનુમાન

[બાલવાર્તા]

કીમત: ૦-૩-૦

જે. છ. ચૌધરી

# બજરંગી હનુમાન

ઘણાં વર્ષો પહેલાંની, ભગવાન રામચંદ્રજીના સમયની આ વાત છે. એ સમયમાં બજરંગી વીર હનુમાન થઇ ગયા.

હનુમાન રૂપેરંગે તો જરાય દેખાવડા ન હતા; એમની હડપચી જરા વધારે પડતી બહાર હતી—અને કદાચ તેથીજ 'હનુમાન' એવું એમનું નામ પડયું હોય. પણ હનુમાનનું જોર તો કહ્યું ન જાય એટલું હતું. નાનપણથી જ તોફાનમસ્તીમાં તો પૂરા હતા. માના ખોળામાં તો શેના જ સમાય! અને એક ઘડી-ભર પણ પગ વાળીને તો બેસે જ નહિ.

હનુમાન ઘરની બહાર રમવા જાય એટલે તો હજાર જાતની ફરિયાદ લાવે. હનુમાન ખાવાનું ભૂલે પણ રમવાનું ન ભૂલે.

ઘણી ય વાર માતા અંજની હનુમાનનાં તોફાન-મસ્તીથી કંટાળતાં; ઠોંઠટાપલી પણ કરતાં; પણ હનુમાન તો એના એ જ. એમનાં મસ્તીતોફાન વધે ખરાં પણ ઘટે નહિ.

સતી અંજની પોતાના પુત્રની બહાદુરી અને હોશિયારી જોઇ જોઇને મનમાં તો ઘણું હરખાતાં. "મારો પુત્ર તો આભના સૂરજને ય ધરતી ઉપર ઊતારે એવો થશે!"–આવું આવું કાંઇ કાંઇ વિચારી સતી અંજની ફૂલાતાં. એમની એ ધારણા સાચે જ ખરી પડી.

ગામ આખામાં હનુમાન જેટલું કોઈમાં જોર નહિ; હનુમાન જેટલી કોઇની દોટ નહિ. હનુમાન દોટ મૂકે ત્યારે તો જાણે પવનવેગી ઘોડો જ છૂટયો! શ્વાસ તો ભરાય જ નહિ! પગ તો દૂખે જ નહિ!

ઝાડ ઉપર ચડવું હોય તો હનુમાનનું કામ. ઝાડ ગમે તેટલું જાડું કે મોટું ભલેને હોય, તો ય હનુમાન તો સડસડાટ ચડી જાય. પાણીમાં તરવું હોય તો ય હનુમાન સૌના પહેલા. ગામનાં લોકો તો હનુમાનનાં આ બધાં બાલચરિત્ર જોઇને છક જ થઇ જતાં. એમનું અંગ તો વજ્ર જ જોઈ લ્યો! સૌ એમને વજ્રાંગી કે બજરંગી કહેતા.

એમ કરતાં કરતાં તો હનુમાન બાલક મટીને કુમાર થયા; અને કુમાર મટીને યુવાન થયા. એક પાટુ મારે તો ભલભલી ભીંતને ય તોડી પાડે! માતેલા આખલાનાં શીંગડાં હચમચાવીને મૂળમાંથી ખેંચી કાઢે!

હનુમાનને અખાડો બહુ વ્હાલો હતો. એ ભલા, ને એમનો અખાડો ભલો. આખો દિવસ ખાઇપીને અખાડામાં જ હનુમાન તો પડયા ને પાથર્યા રહે. કુસ્તીના બધાય દાવપેચ હનુમાનને આવડે; લકડી-ઢાલ ખેલવી હોય તો એમાં હનુમાન એકકા, ગદા-યુદ્ધ ખેલવું હોય તો ય હનુમાનને કોઈ ન લગે;

અને મલ્લકુસ્તી રમવી હોય તો હનુમાનથી બધા ય હેઠા. ભલભલા મલ્લો ને કાંઇ કાંઈ ગદાધારીઓ હનુમાનથી હારીને ચાલ્યા જતા.

જોતજોતાંમાં તો હનુમાનની કીર્તિ ફેલાવા લાગી. આખા દક્ષિણ દેશમાં હનુમાન બજરંગી નામે પંકાઈ ગયા.

એવામાં એક દિવસે માતા અંજનીએ હનુમાનને કહ્યું, "બેટા હનુમાન, તું બજરંગી થઇને આમ ઘરને ખૂણે બેસી રહે એ તો ઠીક નહિ. ડાહ્યો દીકરો તો દેશાવર જ ભોગવે. તારા બાહુબળનો ખપ ઘણાયને છે."

હનુમાનને માનાં વેણનો અર્થ સમજાયો. હવે મારે દેશાવર ખેડવો જોઇએ—એમ હનુમાનને પણ મનમાં થયું. પણ એકદમ ક્યાં જઈને ઊભા રહેવું તેની સૂજ ન પડી; એટલે હનુમાન કહે, "માતા, હું કાલથી જ દેશાવર ખેડવા જવાનો એ ચોકસ માનજો; પણ હું પ્રથમ ક્યાં જાઉં એ જરા કહેશો ?"

માતાએ હનુમાનની પીઠ થાબડી; હરખનાં આંસુ આંખમાં ઝર્યાં. માતા અંજની બોલ્યા, "બેટા,

દૂખિયાનો ભેરૂ બનજે. ખોટે રસ્તે તારૂં જોર વેડફીશ મા. તારાં ગુણની અને જોરની કદર કરે એવો તો મારી જાણમાં કિષ્કિંધાનો સુગ્રીવ છે. પણ એ તો હાલ દૂખિયો છે. એના ભાઇ વાલિએ એનું રાજપાટ ઝૂંટવી લીધું છે. બેટા, હિંમત આવતી હોય તો સુગ્રીવનો ભેરૂ થા."

હનુમાન કહે, "માતા, આપની આજ્ઞા હું માથે ચડાવું છું. હું સુગ્રીવનો જ ભેરૂ બનીશ; અને કાલે જ કિષ્કિંધા જવા ઊપડીશ."

માતા અંજનીની આંખમાંથી હર્ષનાં આંસુ સર્યાં. એ આંસુએ હનુમાનનું માથું ભીંજાયું. માતાએ આશીર્વાદ આપ્યો, "બેટા, તું તો મારો બજરંગી છે. તારાં અંગનો વાળ પણ વાંકો ન થાઓ!–એવી મારી આશિષ છે. બીજું તો શું કહું? પણ આજે તેં મારી કૂખ ઊજાળી છે. દૂખિયાના બેલી થનારાં તો દોહ્યલાં જ છે. બેટા, ઈશ્વર તારૂં રક્ષણ કરો!"

માતાની આશિષ મળી ગઇ; અને બીજે જ દિવસે હનુમાને કિષ્કિંધા તરફ પગલાં કર્યાં.

હનુમાન તો ઊપડયા. કાયા તો વજ્ર જેવી કઠણ ને કસાએલી છે. વાયુના જ જાણે પુત્ર હોય તેમ પવન સાથે ઊડતા અને ધરતી ધ્રૂજાવતા એ તો ચાલ્યા જાય છે. ચાલતા ચાલતા કિષ્કિંધા પ્હોંચ્યા. કિષ્કિંધામાં સુગ્રીવ બીચારો દૂખિયો હતો. એના ભાઈ વાલિએ એનું રાજપાટ ઝૂંટવી એને રખડતો કરી મૂકયો હતો.

કિષ્કિંધામાં જઈને હનુમાન સુગ્રીવને મળ્યા. સુગ્રીવે પણ જોતાં વેંતજ હનુમાનને પારખી લીધા. ઝવેરીના હાથમાં હીરો આવે ને ઝવેરી કાંઇ ભૂલે !

આવો ભેરૂ મળે તો કોક દિવસે પણ ગએલું રાજપાટ પાછું મળે ખરૂં;—એમ વિચારી સુગ્રીવે તો હનુમાનને પોતાની સાથે રાખ્યા; અને પોતાનાં બધાં સુખદુઃખની માંડીને વાત કરી.

પછી તો સુગ્રીવ અને હનુમાન સગા ભાઇની જેમ રહેવા લાગ્યા; અને હનુમાને મનમાં ગાંઠ વાળી કે વાલિને મારૂં કે મરાવું ત્યારે જ હું ખરો. પણ વાલિને મારવાનો લાગ કોઇ વાતે નથી આવતો. હનુમાન તો મનમાં ને મનમાં મૂંઝાયા કરે છે.

એવામાં એક દિવસે હનુમાન ન્હાવા માટે પંપા નામને સરોવરે ગયા. ત્યાંથી ન્હાઇને પાછા વળતા હતા ત્યાં સામેથી કોઈ બે જણા પંપાને કાંઠે આવતા જણાયા. હનુમાને મીંટ માંડીને એ બન્નેને નિહાળ્યા. આવનાર બન્નેનાં રૂપ તેજતેજના અંબાર હતાં. હનુમાન હતા ત્યાંજ સ્થિર થઇને ઊભા રહી ગયા. થોડી વાર થઈ અને એ તેજભર્યા રાજકુમારો પંપાને કાંઠે હનુમાન પાસે આવી પહોંચ્યા.

હનુમાને તરત જ પૂછ્યું, "જુવાનો, કયાંથી આવ્યા ને કયાં જશો ?"

પણ એ બેમાંથી કોઇએ કશો જવાબ વાળ્યો નહિ. આથી હનુમાનને બહુ નવાઈ લાગી. હનુમાન પણ ઘડીભર બોલ્યા–ચાલ્યા વિના ઊભા રહ્યા. એ યુવાનોને જોઇને હનુમાનનું હૈયું તો હરખથી છલકાઇ ઊઠયું. આ પણ મારા જેવા જ કોઈ બાહુબળિયા જણાય છે–એમ વિચાર કરીને હનુમાને ફરી એ બન્નેને પૂછયું, "જુવાનો, કાંઇ સુખદુઃખની વાત તો કરો ? બોલતા કાં નથી ?"

બન્ને યુવાનોએ પણ જાણ્યું કે આ કોઇ હેતથી આપણને પૂછી રહ્યો છે; એટલે બેમાંથી મોટા યુવાને કહ્યું, "ભાઈ, આવ્યા તો છીએ બહુ દૂરથી; પણ ક્યાં જઈશું એ તો અમે ય જાણતા નથી."

આવું વિચિત્ર બોલવું સાંભળીને હનુમાનને નવાઈ લાગી. બન્ને યુવાનોના ચ્હેરા કાંઈક ઊતરી ગએલા દેખાતા હતા. હનુમાનને થયું કે આવાં રૂપ છતાં મ્હોં ઉપર હરખ કાં નહિ? ત્યારે હનુમાને કહ્યું, "જુવાનો, આમ મોળું મોળું કાં બોલો? મારા સરખું કામ હોય તો સુખેથી કહેજો. મને તમે કોઈ રાજકુમાર લાગો છો."

મોટા કુમારે કહ્યું, "હા ભાઈ, છીએ તો રાજકુમાર; પણ આજે અમારાં દુઃખનો આરો નથી રહ્યો. તમે આ દેશના ભોમિયા છો?"

"હા; આ આખો દેશ મેં તો ખૂંદી કાઢયો છે. મારા સરખું કાંઈ કામકાજ?"

"કામકાજ તો ઘણું ય છે; પણ તમને કહ્યે શું વળે? તમે થોડા જ અમારૂં દુઃખ ભાંગો એમ છો?"

“ જુવાનો, મારો વિશ્વાસ નથી પડતો ? ખેર ! પણ મને તમારાં સુખદુઃખની વાત કરશો તો પસ્તાવાનું કારણ નહિ રહે, હો ! હું તો તમ સરખા જુવાનોનો સાથી ને પૂજારી છું. હું સુગ્રીવનો ભેરૂ હનુમાન. ”

“ હનુમાન તે તમેજ ! તમારૂં નામ તો અમે આ પ્રદેશમાં બહુ વાર સાંભળ્યું છે. હું રામ; અને આ મારો ભાઈ લક્ષ્મણ. ”

“ શું કહો છો ? તમારૂં નામ પણ આ હનુમાને કે દિવસનું સાંભળ્યું છે. ત્ર્યંબક તોડનાર તમે જ કે ? અયોધ્યાના પાટવી તમે જ ? અહો ! ધન્યભાગ્ય મારાં. હું તો તમારી જ ઝંખના કર્યા કરૂં છું. તમે તો વીરોના પણ શિરોમણિ છો. તમારી પાસે જ દાસ બનીને રહેવાની મારાં અંતરની ઇચ્છા હતી. પણ મારી માતા અંજનીનાં કહેવાથી હું અહિં કિષ્કિંધામાં સુગ્રીવને મળીને રહ્યો છું.”

“અમે તો સાંભળ્યું છે કે સુગ્રીવ રાજપાટ ખોઇ બેઠા છે; ખરી વાત ?”

"હા; એ ખરી વાત છે. સુગ્રીવ હાલ એક પર્વત ઉપર વાસ કરીને રહ્યા છે; અને હું પણ એમની સાથે જ રહું છું."

"ત્યારે તો દુખિયાંને દુખિયા મળ્યા."

"મહારાજ, આપને તે વળી દુઃખ હોય! શિવજીનાં ત્ર્યંબક ધનુષ્યને પણ તરણાં સમાન તોડી નાખનારને તે વળી દુઃખ! વાત શી કરો છો?"

રામે જાણ્યું કે હનુમાન એકદમ મારાં દુઃખને નહિ માને; એટલે પછી વાત બંધ રાખીને રામ તો એક ઝાડને શીળે છાંયડે જઇને બેઠા. હનુમાન પણ પાસે જઇને બેસી ગયા. પછી તો રામે ધીમે ધીમે પોતાની બધી વાત હનુમાનને કહી સંભળાવી. હનુમાન પણ વાત સાંભળીને સજડ જ થઇ ગયા.

પંપાને કાંઠે બે ઘડી આરામ લઇને રામ, લક્ષ્મણ, ને હનુમાન ત્રણે ગયા સુગ્રીવને રહેઠાણે. રામલક્ષ્મણનાં આવવાથી સુગ્રીવ પણ પોતાનું દુઃખ વીસરી ગયો; અને રામને મદદ કરવાના જ વિચારો કરવા લાગ્યો.

હનુમાને તો મનમાં નિશ્ચય કર્યો જ હતો કે પાતાળમાંથી પણ સીતાદેવીનો પત્તો મારે મેળવી આપવો.

રોજ સવાર પડે ને હનુમાન બહાર નીકળી જાય. જમવા ટાણું ય ઘેર ન આવે. રોજ ઊઠીને હનુમાન સો સો ગાઉનો ફેરો ફરે, ને સાંજ પડે ત્યારે પાછા આવે. આમ ને આમ સીતાની શોધમાં હનુમાન પગ વાળીને બેસતા ન હતા.

એવામાં એક દિવસે પંખીરાજ સંપાતિના ભેટો હનુમાનને થઈ ગયો. હનુમાને તરત જ સંપાતિને સવાલ કર્યો, "પંખીરાજ, આટઆટલું નિત્ય ભમો છો, તો એક વાતનો પત્તો ન આપો ?"

સંપાતિ કહે, "ઘણી ખૂશીથી; હું જાણતો હોઈશ તો જરૂર પત્તો આપીશ."

હનુમાન કહે, "ત્યારે સીતાજીને ક્યાંઇ દીઠાં ?"

સંપાતિ કહે, "સીતાદેવી ? જનકતનયા જાનકી ? ભગવાન રામચંદ્રજીનાં પત્ની ?

હનુમાન કહે, "એ જ એ જ સીતાદેવી."

સંપાતિ કહે, “ ઓહો ! તમને ખબર નથી ? સીતાદેવીને તો લંકાનો રાજા રાવણ હરી ગયો છે ! મારો ભાઇ જટાયુ એ સીતાદેવીને બચાવતાં જ મરાયો !”

હનુમાન બોલી ઊઠયા, “હેં ! રાવણ જ સીતાજીને હરી ગયો છે ! સ્વયંવરમાં ન ફાવ્યો તો છેવટે રાક્ષસવિદ્યા વાપરી ! ફટ રાજા રાવણા ! ઉપકાર ઉપર જ અપકાર ! ધનુષ્ય ઊપાડતાં હાથ ચકદાયા હતા ત્યારે રામજીએ જ તને ઊગાર્યો હતો. એ જ રામજીને આવો દગો દીધો ! ફટ ! અકર્મી !

પણ ફિકર નહિ; હવે એ છે ને અમે છીએ. યાદ રાખ રાવણા ! હવે અમે ય તને બતાવી આપીએ છીએ.”

હનુમાન તો હરખાતા હરખાતા આવ્યા ઘેર; અને સીતાની શોધની વાત રામને મલકાતે મોઢે કરી કે, “લાવ્યો છું, લાવ્યો છું વાત ! સીતાદેવીને તો રાજા રાવણ હરી ગયો છે; પણ હવે એના શા ભાર છે કે સીતાજીને પાછાં ન આપે ?”

રામ કહે, "પણ ભાઈ હનુમાન, લંકામાં જવું બહુ દોહ્યલું છે; વચ્ચે આડો સમુદ્ર આવે છે એનું કેમ ? અને વળી આપણી પાસે સૈન્ય તો નામનું ય નથી."

હનુમાન કહે, "સૈન્ય તો તૈયાર જ છે; કાલ સવારે વાલિને મારીએ અને પછી તો કિષ્કિંધાનું આખું સૈન્ય આપણું જ છે."

સીતાનો કાંઇક પત્તો લાગ્યો એટલે રામને પણ જરા શાંતિ વળી. સુગ્રીવ પણ મનમાં બહુ જ હરખાયો; અને હનુમાનના હર્ષનો તો પાર જ ન રહ્યો.

પછી તો બેચાર દિવસ ગયા ન ગયા ને હનુમાને વાલિને હણવા સંબંધી વાત ઉચ્ચારી. લક્ષ્મણે એ વાતને ટેકો આપ્યો; અને રામે પણ એમાં મદદ આપવાનું હોંશથી કબૂલ કર્યું.

રામજીની સહાય મળી એટલે હનુમાને તરત જ વાલિને સંદેશો કહેવડાવ્યો કે, "ખરો બળિયો હોય તો સુગ્રીવ સાથે લડવા બહાર નીકળજે."

વાલિ હતો ચડસીલો. મદનો તો એને પાર ન હતો. બીજે જ દિવસે એ તો તૈયાર થઇને આવ્યો લડવા. વાલિનાં મનમાં એમ કે સુગ્રીવને તો હું ચાંચડની જેમ ચોળી નાખવાનો. પણ એને બીચારાને ખબર ન હતી કે સુગ્રીવની સહાયમાં તો રામચંદ્રજી જેવા વીર આવીને ઊભા છે.

વાલિને ને સુગ્રીવ એ બેનું સામસામું યુદ્ધ થયું. પણ વાલિ કેમે કરી મરાતો નથી. આખરે રામજીએ જોયું કે આ વાલિ સુગ્રીવથી ગાંજે તેમ નથી; અને એ પાપી વાલિ જો ફાવી જશે તો તો અસત્યનો જય થશે—આમ વિચારીને આખરે એ પાપીને મારવા માટે રામજીએ એક બાણ તાકીને એવું તો માર્યું કે વાલિના રામ રમી ગયા.

વાલિ મરાયો એટલે રામજીએ કિષ્કિંધાની ગાદી સુગ્રીવને સોંપી.

હવે સુગ્રીવ તો હનુમાન જેટલો જ રામજીનો ભક્ત બની ગયો હતો. પોતાને રાજ્ય પાછું અપાવનાર

રામજી હતા એટલે સુગ્રીવને પણ સીતા દેવી પાછાં ન મળે ત્યાં સૂધી ચેન કેમ જ પડે !

સુગ્રીવ ગાદીએ બેઠો એટલે એની હાક આખા મુલકમાં વાગી. પછી તરત જ એણે હુકમ કરી દીધો કે કિષ્કિંધાનું તમામ સૈન્ય તૈયાર કરાવો.

જોતજોતામાં તો એક મોટું સૈન્ય તૈયાર થઇ ગયું. વાલિનો મહાબળિયો પુત્ર અંગદ એ સૈન્યનો સેનાપતિ બન્યો. અને પછી તો વાજતે ગાજતે આખું સૈન્ય પ્હોંચ્યું છેક દક્ષિણમાં દરિયાને કાંઠે; અને શ્વેતબિંદુ પાસે મુકામ કર્યો.

પણ ખરી મુશ્કેલી તો હવે આવી. લંકા દરિયામાં હતી, એટલે સમુદ્ર ઓળંગ્યા વિના તો કેમ જ જવાય?

પણ હનુમાન બહુ ચકોર હતા. એમણે એ મુશ્કેલીનો તોડ અગાઉથીજ કાઢી રાખ્યો હતો. નલ ને નીલ નામે બાંધકામના બે ઉસ્તાદો સૈન્યમાં સાથે જ લીધા હતા. ધારે તો પથ્થરને પણ પાણીમાં તરાવે એવા જબરા કારીગર, એ નલ ને નીલ હતા. તરત જ

નલ ને નીલને બોલાવવામાં આવ્યા; અને રામજીએ લંકા જવામાં નડતી મુશ્કેલી જણાવી.

તરત જ નલ બોલી ઊઠ્યો, "એમાં મૂંઝાવાનું શું? લાવો લાકડાં અને પથ્થર; પૂલ જરૂર બનશે." નીલે પણ કહ્યું કે, "ખરી વાત છે; પૂલ અમારે બનાવી આપવો. દરેક લાકડાંને બન્ને છેડે ચાર ચાર મોટા પથ્થર ટાંગીએ તો બધાં લાકડાં સારી રીતે તરશે; અને એકબીજાં લાકડાં આઘાંપાછાં ન જાય એ બધું અમે જોઇ લઇશું."

તરત જ હનુમાને આખી સેનાને હુકમ આપી દીધો કે મોટાં મોટાં ઝાડ કાપીને એ બધાંનાં થડ દરિયાને કાંઠે એકઠાં કરો, અને પાંચ પાંચ મણિયા પથ્થરોનો પણ એક ઢગ કરો.

પછી એક દિવસે સવારમાં રામજીએ હનુમાનને બોલાવીને કહ્યું, "ભાઇ હનુમાન, આપણે લંકામાં તો હવે જઈ શકીશું; પણ તે પહેલાં સીતા લંકામાં કઈ જગાએ છે, એને કેવી રીતે રાખવામાં આવી છે, વગેરે બાબતની તપાસ કરવી જરૂરની છે."

હનુમાન કહે, "બહુ સારૂં; હું એકલો જ એ તપાસ કરી આવું; ઝપાટાભેર પાછો આવીશ. અને એ અરસામાં આપણો પૂલ પણ તૈયાર થઈ જશે."

રામ કહે, "તું જતોજ હોય તો આ લે મારી વીંટી; સીતાને એ વીંટી બતાવજે; એને એ ઓળખે છે."

હનુમાન તો પછી તરત જ એક મોટું લાકડું લઇને પાણીમાં પડયા. તરતા જાય અને થાક લાગે એટલે લાકડાં ઉપર બે ઘડી વીસામો લઈ લે. એમ કરતાં, હનુમાન તો લંકાને કાંઠે પ્હોંચી ગયા.

ભૂખ્યે પેટે હનુમાન તો ચાલ્યા જાય છે. ચાલતાં ચાલતાં એક મોટી વાડી આવી. આખી વાડીમાં અશોક ને આંબાનાં જૂથ હતાં. આંબા તો પાકીને રટ્ટા જેવા લચી પડયા હતા. ભૂખ પણ હનુમાનને કડકડીને લાગી હતી. લાગલા જ એ તો વાડ કૂદીને વાડીમાં પેઠા. ધરવાધરવ કેરીઓ ખાધી; અને પેટ ભરાયું એટલે બે ઘડી એક અશોકની ડાળ ઉપર ચડીને હનુમાન તો બેઠા.

આખી વાડી નિર્જન ને સૂનકાર હતી. હનુમાન તો નિરાંતે ડાળ ઉપર આડા થઈને આરામ લેતા પડયા છે. વાડીમાં તો ચકલુંય ફરકતું નથી.

એવામાં હનુમાનના કાન એકદમ ચમકયા. દૂર દૂરથી કોઈના વિલાપના સૂર એમને કાને અથડાયા. નકી કોઈ દૂખી માનવી રડતું લાગે છે—આમ વિચારીને હનુમાન તરત જ ઝાડ ઉપરથી હેઠે કૂદ્યા; અને આખી વાડીમાં શોધવા લાગ્યા કે કોણ રડે છે.

ફરતાં ફરતાં અશોકનાં ઝુંડની એક ઘટા આવી. રૂદનના સ્વર પણ હવે તો ચોખ્ખા સંભળાવા લાગ્યા. હનુમાન તો વધારે પાસે ગયા ને જુએ છે તો કોઈ પદમણી જેવી સ્ત્રી ચોધાર આંસુએ રડી રહી છે. આ સીતાદેવી તો ન હોય!—એમ ધારીને હનુમાન તો જરા વધારે પાસે ગયા ને બોલ્યા, "માતા, વિલાપ ન કરો; મને કહો, સીતાદેવી તમે જ?"

સ્ત્રીએ રડતાં રડતાં જ જવાબ આપ્યો, "જારે ભાઈ, મને હેરાન ન કર; મને રડવાની ય નિરાંત નહિ લેવા દે?"

હનુમાન કહે, "પણ માતા, આપ સીતાદેવી જ છો કે બીજાં કોઇ એટલું કહો, એટલે પછી હું મારે માર્ગે ચાલ્યો જઇશ."

રડતી સ્ત્રી બોલી, "એ જાણીને તારે શું કામ છે?"

હનુમાન કહે, "માતાજી, મારે એ જાણીને તો બહુ કામ છે. હું રામદૂત હનુમાન છું; અને સીતા દેવીની ભાળ કાઢવા જ આવ્યો છું."

"હેં! મારા રામનો તું દૂત છે? પણ જારે ભાઇ, જા; તું મને ઠગવા ન આવ્યો હોય એની શી ખાતરી? હું છું તો સીતા જ–જનકની પુત્રી જાનકી."

"માતા, બસ ત્યારે; હવે વિલાપ કરવાનું કારણ નથી. લ્યો, આ વીંટી જુઓ અને ખાતરી કરો."

સીતાએ વીંટી હાથમાં લીધી ને પારખી તો વીંટી રામની જ હતી. સીતા દુઃખ માત્ર વીસરી ગયાં. વીંટીને જોતાં સીતા ધરાતાંજ નથી. હનુમાન તો હાથ જોડીને ઊભા રહ્યા છે.

એવામાં એકદમ સીતાને યાદ આવ્યું કે હમણા રાક્ષસણીઓ આવશે અને આ હનુમાનને પકડશે તો

પછી મારો સંદેશો રામને કોણ પહોંચાડશે ?–આમ વિચારીને તરત જ સીતાએ અંબોડામાંથી એક ઝગઝગતો મણિ કાઢ્યો અને કહ્યું, "વીરા હનુમાન, તું મારો વીર છે. રામને આ મણિ આપજે ને કહેજે કે હવે મને જલ્દી આ દુઃખમાંથી છોડાવે."

"માતા, એની જ તૈયારીઓ ચાલી રહી છે. હું અહિંથી પાછો જાઉં એટલી જ વાર છે. હવે તમે જરા ય મૂંઝાશો નહિ. રાવણનો ઘાટ અમે ઘડી રહ્યા છીએ."

"બહુ સારું; પણ હવે તું અહિંથી જલ્દી ચાલ્યો જા; નહિતર પકડાઈ જવાની ધાસ્તી રહે છે."

પછી હનુમાન તો સીતાજીને વંદન કરીને ચાલી નીકળ્યા. પણ જેવા વાડીમાંથી બહાર પગ મૂકે છે કે તરત જ રાક્ષસણીઓ સામી મળી; અને હનુમાનને ઘેરી લીધા. બાઇ માણસ ઉપર હાથ ઊગામવો હનુમાનને વાજબી ન લાગ્યો. પણ એમ કરવા જતાં હનુમાનને એ રાક્ષસણીઓએ પકડ્યા; અને તરત જ એમને રાવણના દરબારમાં મોકલી દીધા.

રાજા રાવણ દરબારમાં બેઠો હતો. એની જમણી બાજુએ પાંચ ને ડાબી બાજુએ ચાર એમ નવ પ્રધાન હારબંધ બેઠા હતા. નવ પ્રધાન અને દશમો રાજા રાવણ—એમ દશેને બેસવાને એક લાંબુ સિંહાસન ગોઠવેલું હતું.

દરબાર ભરાયાને થોડીક વાર થઇ હશે ત્યાં તો પહેરગીરો હનુમાનને પકડીને દરબારમાં આવ્યા.

દરબારમાં પેસતાં જ હનુમાને જોયું તો સામે દશમાથાળો રાવણ ઝગઝગતા સિંહાસને ચડીને બેઠો હતો.

પહેરગીરે ફરિયાદ પોકારી કે, "મહારાજ, આ કોઇ અજાણ્યા ગંડુ જેવા નરપશુએ આપણી અશોક વાડીમાં વગર રજાએ પ્રવેશ કર્યો હતો."

વાત સાંભળતાં જ રાવણનો મિજાજ ખાટો ખાટો થઈ ગયો અને એણે હુકમ છોડ્યો કે, "જાઓ, એને હમણા તો બંદીખાને પૂરી દ્યો; અને મારી અશોક વાડીમાં વગર રજાએ..................

આટલું રાજા રાવણ બોલે છે ત્યાં તો બેચાર પહેરગીરો દોડતા આવીને શ્વાસભર્યા કહેવા લાગ્યા, "મહારાજ, મહારાજ, ગજબ થયો! ગજબ થયો! જબ્બર આગ લાગી છે! અને ઉપાય નહિ લેવાય તો આખી લંકા બળીને ખાક થઇ જશે!"

રાવણના નવ મંત્રીઓ ઊભા થઇ ગયા; રાવણ પણ બ્હેબાકળો ઊભો થઇ ગયો અને બોલ્યો, "મંત્રીઓ, જાઓ, જલદી આગ બૂઝાય એવા ઉપાયો કરો; હું પણ તમારી પાછળ જ આ આવ્યો."

નવ મંત્રીઓ ઊઠીને એકદમ ચાલતા થયા; રાજા રાવણ પણ ઊઠીને ચાલતો થયો; અને આ બધી ગડબડમાં હનુમાન આવ્યાની વાત જ સૌ ભૂલી ગયા.

દરબાર દરબારને ઠેકાણે રહ્યો અને સભા બધી વિખરાઈ ગઇ. આખી નગરીમાં બૂમાબૂમ ને ચીસાચીસ થઈ રહી હતી.

હનુમાન પણ આ ગોટાળાનો લાભ લેવો ચૂકયા નહિ. એમણે જોયું કે મને બંદીખાને પૂરવા જેટલી

પણ કોઇને કામ રહી નથી. એટલે હનુમાન પણ વખત વિચારીને છટકયા ને ઊભી પૂંછડીએ જે નાઠાને તે આવી પહોંચ્યા દરિયાને કાંઠે; અને પછી તો તરત જ લાકડું બાથમાં લઈને હનુમાને માંડયું તરવા ને પહોંચી ગયા શ્વેતબિંદુ.

હનુમાન રામને મળ્યા. સીતાએ સોંપેલો મણિ આપ્યો; અને સીતાજીની બધી બાતમી આપી. પોતે કેવી રીતે સપડાઇ ગયા હતા ને કેવી રીતે છટકવા પામ્યા હતા, એ બધી વાત રામચંદ્રજીને કરી.

આ બાજુ પૂલનું કામ પણ પૂરૂં થઈ જવા આવ્યું હતું. એ કામ પૂરૂં થયું એટલે રામે શ્વેતબિંદુમાં રામેશ્વર મહાદેવની સ્થાપના કરી; અને પછી આખા સૈન્યને પૂલ ઉપર ઊતાર્યું. જોતજોતાંમાં તો આખું સૈન્ય લંકાને કાંઠે આવી ધામા નાખીને પડયું.

લડાઇ કરતાં પહેલાં રામે વિષ્ટિ માટે અંગદને રાવણ પાસે મોકલ્યો. પણ એ અભિમાની રાવણ એમ માને શેનો ? એણે તો સામું કહેવરાવ્યું કે,

“કાયરની માફક વિષ્ટિ શું મોકલાવો છો ? મર્દના બચ્ચા હો તો આવી જાઓ સામા ને થઇ જાઓ માટી !”

પછી તો થયું યુદ્ધ; ભારે જબરૂં યુદ્ધ થયું. રામરાવણનું યુદ્ધ એ તો રામરાવણનું જ. ન ભૂતો ન ભવિષ્યતિ–એવું એ યુદ્ધ હતું. એ લડાઇમાં કેટલાયનો કચ્ચરઘાણ નીકળી ગયો. રાજા રાવણ, એનો પુત્ર ઇન્દ્રજિત્, રાવણનો ભાઇ કુંભકર્ણ, એના બે મામા અહિરાવણ ને મહિરાવણ–એ બધા ય એ લડાઇમાં મરી ખૂટ્યા. એ સિવાય બીજા લાખોનો ઘાણ નીકળી ગયો એ જુદો.

આ લડાઇમાં હનુમાને તો રંગ રાખ્યો હતો. હનુમાન હોઇને જ કુંભકર્ણ જેવો મહારથી મરાયો હતો. કુંભકર્ણ તો રામના સૈન્યનો સંહાર કરી નાખતો હતો; પણ આખરે હનુમાને જ એને પેટ ચીરીને મારી નાખ્યો હતો. આ કુંભકર્ણ રાવણનો ભાઈ હતો; અને એની જ મદદથી રાવણ ઝૂઝતો હતો. ભર લડાઇમાં રામલક્ષ્મણની બાજુએ જ હનુમાન રહેતા. અને રામ-લક્ષ્મણને અનેક અણધાર્યા હલ્લામાંથી હનુમાન જ

બચાવી લેતા. હનુમાનની સહાયથી જ ઇંદ્રજિત્ જેવા જબરા યોદ્ધાને લક્ષ્મણ મારી શકયો હતો. અનેક વાર હનુમાન રામલક્ષ્મણને ખભે બેસાડી આફતોમાંથી ઊગારી લાવતા; અને રાત પડયે આખા સૈન્યની ને રામલક્ષ્મણની ચોકી કરનાર હનુમાન જ હતા.

એક વાર તો એવું બન્યું કે રાત્રે હનુમાન ચોકી કરતા બેઠા હતા; એવામાં રાવણનો મામો અહિરાવણ વિભીષણનું રૂપ લઇને રામનાં સૈન્યમાં પેસી ગયો; અને કોઇને ખબર ન પડે તેમ રામલક્ષ્મણને ઊંઘતા ઊપાડી ગયો. આ વાતની જાણ જ્યારે હનુમાનને થઈ ત્યારે તે એકદમ રામલક્ષ્મણની શોધમાં ઊપડ્યા હતા; અને રાવણના બન્ને મામા અહિરાવણ ને મહિરાવણને મારી રામલક્ષ્મણને ક્ષેમકુશળ પાછા લાવ્યા હતા. આવાં ને આવાં અનેક પરાક્રમો હનુમાને એ લડાઈમાં કર્યાં હતાં; અને ખરૂં કહીએ તો હનુમાન હોઇને જ રાવણ સામે રામચંદ્રજીની જીત થઈ હતી. રામ પણ સારી રીતે જાણતા હતા કે હનુમાન વિના સીતા પાછી મળવી મુશ્કેલ હતી.

લડાઈમાં હનુમાનને પણ ઈજા થઈ હતી. એમના ડાબા પગને ઢીંચણે એક બાણ વાગ્યું હતું; અને તે દિવસથી એ લંગડા બની ગયા હતા.

આ બાણ વાગત તો નહિ; પણ બન્યું એમ કે એક દિવસે લડાઈ પૂર જોસમાં ચાલતી હતી. ઇન્દ્રને જિતનારો મહાબળિયો રાવણનો કુંવર મેઘનાદ જોરમાં આવીને લડતો હતો. એ મેઘનાદે એક બાણ લક્ષ્મણને એવું માર્યું કે લક્ષ્મણને મૂર્છા આવી ગઇ. કોઇ વાતે મૂર્છા ઊતરે જ નહિ. લક્ષ્મણને આવી મૂર્છા આવવાથી રામની આંખમાં પણ આંસુ આવી ગયાં. બધાયને લાગ્યું કે અમૃતવેલી આવે ને એનો રસ પવાય તો જ આ મૂર્છા વળે. પણ અમૃતવેલી લાવવી ક્યાંથી? અને લાવે કોણ? આખરે હનુમાને એ બીડું ઝડપ્યું: અને તરત જ ગયા એક પર્વત ઉપર. પણ હનુમાન એ અમૃતવેલીને ઓળખતા ન હતા, એટલે એમણે તો છેવટે જેટલી વેલીઓ દીઠી એટલી બધી મૂળમાંથી ઊખેડીને એક મોટો ભારો બાંધ્યો; અને એ ઊંચકીને માંડયું ચાલવા.

હનુમાન ચાલ્યા આવતા હતા. હમણા પ્હોંચી જાઉં એટલી જ વાર છે! પછી લક્ષ્મણની મૂર્છા ઊતરશે ને મારો રામ હરખાશે;—એવા વિચાર કરતા કરતા હનુમાન જોસભેર ધરતી ધ્રૂજાવતા ચાલ્યા આવતા હતા. એવામાં કોણ જાણે ક્યાંથી સનનનન કરતું એક બાણ આવ્યું અને બરાબર હનુમાનના ઢીંચણ સોંસરૂં નીકળી ગયું. હનુમાનને કળ ચડી ગઈ. એક ડગલું ય આગળ ન દેવાયું. "હે રામ!" કહેતા હનુમાન તો જમીન ઉપર બેસી ગયા.

થોડીવાર થઈ ને જ્યારે કળ ઊતરવા લાગી ત્યારે હનુમાનને લક્ષ્મણની મૂર્છા યાદ આવી; તરત જ બેઠા થયા; અને ખોડંગતા ખોડંગતા પણ પોતાને સ્થાને પ્હોંચી ગયા.

અમૃતવેલી આવી એટલે પછી તો લક્ષ્મણની મૂર્છા ઊતરી. સૌના જીવમાં જીવ આવ્યો. રામનું ઊતરી ગએલું મોઢું પણ ત્યારે જ હસ્યું.

પણ હનુમાન લંગડા બની બેઠા એ વાત જાણીને વળી રામને ચિંતા થઇ. આખરે હનુમાનના પગની પીડા તો મટી; પણ એમના પગમાં ખોટ તો રહી જ ગઈ.

રાવણ સાથેની લડાઈ પૂરી થયા બાદ રામે લંકાની ગાદી વિભીષણને સોંપી.

આ વિભીષણ રાવણનો જ ભાઈ હતો; પણ રાવણનો અસત્ય પક્ષ તજી એ રામના સત્ય પક્ષમાં આવ્યો હતો. વિભીષણ રામનો ભકત હતો.

પોતાના વનવાસને પણ ચૌદ વર્ષ પૂરાં થઈ રહ્યાં હતાં, એટલે રામ સીતાને લઈ સીધા અયોધ્યા આવવા ઊપડયા. હનુમાન, સુગ્રીવ, અંગદ, વગેરે મહાબલી યોદ્ધાઓને પણ રામે સાથે જ લીધા.

અયોધ્યામાં રામનો બડી ધામધુમથી રાજ્યાભિષેક થયો. એ પછી એક દિવસે સીતા દેવીએ હનુમાનને ભરસભામાં ભેટ આપી. પોતાનો અમૂલખ હાર સીતા દેવીએ હનુમાનને પ્હેરાવ્યો; પણ હનુમાનને ભેટ તો ખપતી જ ન હતી. એમને તો ભક્તિ જ જોઇતી હતી.

ભેટ લઇને મારે શું કામ છે ? મારે કોનાં પેટ ભરવાં છે કે ભેટની જરૂર હોય ! આ અમૂલખ

હાર મારી પાસે હશે તો કોક દિવસ પણ મારી ભક્તિમાં ખામી આવશે ખરી.—આમ મનમાં ને મનમાં વિચાર કરી હનુમાને તો હાર ફેરવી ફેરવીને જોયો. અંતે નીસાસો નાખીને હાર તોડી નાખ્યો. આખી સભા તો જોઈ જ રહી કે હનુમાન કરે છે શું!

હનુમાને તો મોતી કાઢી કાઢીને મ્હોંમાં નાખવા માંડ્યાં; અને કરડબરડ કરતાં મોતીના કટકે કટકા કરી નાખ્યા.

રામ ખડખડ હસી પડ્યા: “શાબાશ! મારા બજરંગી! શાબાશ છે તને! દેવી, જોઇ આ ભક્તિ?”

પણ સભામાં કોઇને આનો મર્મ ન સમજાયો. ત્યારે કોઈ અદેખો હશે તે બોલી ઊઠયો, “એવા નરપશુને તે આવો હાર આપવાનો હોય!”

હનુમાનને કાને આ વેણ પડયું. એમને આખે અંગે ઝાળ ઊઠી. એ બોલી ઊઠ્યા, “માતાજી સીતા, એ હાર લઇને હું શું કરૂં? એમાં મારો રામ ન દેખાયો. એ હારને વળી સાચવવો પડે ને! અને

એ સાચવવા રહું ત્યાં મારા રામને વીસરી જાઉં; માટે મને એ હાર ન ખપ્યો."

સીતાદેવી હનુમાનની આવી અચળ ભકિત જાણીને બહુ હરખાયાં. સભા આખી પણ હનુમાનની ભકિત જોઈને ચકિત થઇ. પણ વળી કોઈ એક દોઢ-ડાહ્યો કરડાકીમાં બોલ્યો, "હા ભાઈ, હા! તમારાં અંતરમાં રામ જ છે ને! નહિતર કે દિવસનું એ અંતર ચીરીને ફેંકી દીધું હોત!"

બોલનાર ધીમેથી બોલ્યો હતો; છતાં આખી સભાએ એ વેણ સાંભળ્યાં. કેટલાક મરમમાં હસ્યા; કેટલાક જરા ગુસ્સે પણ થયા. હનુમાનને પણ લાગ્યું કે આ કોઈએ મારી ઠેકડી કરી. તરત જ હનુમાન ગર્જ્યા, "હા; હું અત્યાર સૂધી જીવી શકયો છું તેનું કારણ મારાં અંતરમાં રામ છે માટે જ. એ મારા રામને અંતરમાં રાખીને મેં મારી બધી મનની ઉમેદો પૂરી કરી લીધી છે. હવે હું તમને છેવટે બતાવતો જાઉં છું કે મારાં અંતરમાં રામ વસેલો છે કે નહિ."

આટલું કહીને તરત જ હનુમાને તો પોતાના બે પંઝા છાતીમાં ભરાવ્યા અને છાતીનાં પાટિયાં ચીરી નાખ્યાં ! લોહી તો વહીને નીચે દડદડવા લાગ્યું. હનુમાન તો છાતી ચીરીને ઊભાજ છે; મોઢું બંધ છે; પણ અંતરમાંથી "રામ ! રામ ! રામ !" એવો ગુંજારવ નીકળી રહ્યો છે.

"હાં ! હાં ! આ શું ?"—એટલાજ શબ્દો સભામાં સંભળાયા અને સભાનાં બધાં માણસો પૂતળાં જેવાં બની ગયાં.

તરત જ ઊઠીને રામ હનુમાનને ભેટી પડ્યા. થોડી વાર થઇ અને "રા....મ ! રા....મ ! રા....મ ! રા...." એ ગુંજારવ બંધ થઈ ગયો. રામે હનુમાનને પોતાના ખોળામાં સુવાડ્યા.

સીતા છાતીફાટ રડ્યાં. સભા આખી ભોંઠી પડી ગઈ. હસવામાંથી ખસવું થઇ ગયું. પણ રામ હૃદય કઠણ રાખીને બોલ્યા, "હનુમાન તો વીર થઇ ગયો. વીરને મૃત્યુ હોય જ નહિ. મરતાને રડીએ પણ અમર

થયેલાને કેમ રડીએ? મારો બજરંગી વીર હનુમાન તો અમર થઈ ગયો છે. ચંદ્રસૂર્ય ઝંખાશે ને ચળશે પણ હનુમાનનું નામ તો નહિ ઝંખાય કે નહિ ચળે. આજથી હનુમાન તો અમર બન્યો છે. દુનિયામાં એ વીર તરીકે પૂજાશે. એને પૂજીને નિર્બળ સબળ બનશે; કાયર મર્દ બનશે."

* * * *

ખરેજ, હનુમાનને આપણે આજે પણ અમર માનીએ છીએ અને એની પૂજા કરીએ છીએ. હનુમાનની દાસભક્તિ તો હનુમાનની જ હતી. એ દાસભક્તિનો તો જોટો જ જડતો નથી. હનુમાનની ભક્તિ કરનારા વીર્યવાન બને છે, પ્રાણવાન બને છે, અને ક્ષમાવાન બને છે.

આજે હનુમાન વિનાનું એકે હિંદુ મંદિર નથી; હનુમાન વિનાની એકે રામકથા નથી; અને હનુમાન વિનાનો એકે હિંદુ અખાડો નથી.

જય હો એ અંજનીના જાયા બજરંગી વીર હનુમાનની.

## ચોધરી અને પંચોળી કૃત

# બાલોપયોગી પુસ્તકો

| | | |
|---|---|---|
| સુદામો ( ત્રિઅંકી બાલનાટક ) | કી. | ૦-૬-૦ |
| રાજસૂય યજ્ઞ (અંક ૧ લો, જરાસંધ-વધ) | ,, | ૦-૪-૦ |
| સીતાહરણ ( ત્રિઅંકી બાલનાટક ) | ,, | ૦-૪-૦ |
| ડાહ્યું કોણ ? (એકાંકી બાલનાટક) | ,, | ૦-૩-૦ |
| બજરંગી હનુમાન (બાલવાર્તા) | ,, | ૦-૩-૦ |
| કૃષ્ણનું બાલચરિત્ર (બાલવાર્તા) | ,, | ૦-૨-૦ |
| કંસવધ (બાલવાર્તા) | ,, | ૦-૨-૦ |
| નંદનવન ભા. ૧ (બાલવાર્તાઓનો સંગ્રહ) | ,, | ૦-૪-૦ |

સોલ એજન્ટ્સઃ—
મેસર્સ કરસનદાસ નારણદાસ એન્ડ સન્સ;
બુકસેલર્સ; નાણાવટ, સુરત.

મુદ્રકઃ—નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમ.
મુદ્રણસ્થાનઃ—શ્રી 'શંકર' પ્રી. પ્રેસ, ચૌટાબ્રીજ, સુરત.
પ્રકાશકઃ જેઠાલાલ જગનલાલ ચોધરી; ગોપીપરું, સુરત.
નવરાત્ર, ૧૯૮૪.